



# વસંત-પ્રભા

## નાટકનાં ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર

**બાપુલાલ બી. નાયક.**

મુંબઈ ગુજરાતી નાટક મંડળીના માલિક.

ભારતભુવન થીએટર—અમદાવાદ.

આવૃત્તિ ૧૦ મી—પ્રત પાંચ હજાર.



સંવત્ ૧૯૭૮. સને ૧૯૨૨.

શ્રી જૈન એડવોકેટ પ્રીન્ટીંગ પ્રેસમાં શા. ચીમનલાલ
ગોકળદાસે છાપી.
ઘીકાંટા જેશીંગભાઈની વાડીમાં.

મૂલ્ય ૪ આના.



# મુખ્ય પાત્રો.

---

## પુરૂષ વર્ગ.

રાજા

વસંતસેન.....................પાટવી કુંવર.

કુમાર.........................નાનો કુંવર.

સરદાર.......................સેનાપતિ, રાજાનો પિત્રાઈ ભાઈ.

ડોસો...........................રાજાનો ખવાસ.

મોતીચંદ.....................ડોસાનો મિત્ર.

લાખો.........................તેનો મોટો દીકરો, રાણીનો ખવાસ.

નાનો..........................ડોસાનો નાનો દીકરો.

જોગી, પ્રધાન, દરબારીઓ, સિપાહીઓ.

---

## સ્ત્રી વર્ગ.

મદના.................રાણી, નાના કુંવરની મા.

પ્રભા..................વસંતસેનની સ્ત્રી.

દાસી..................મદનાની દાસી, સરદારનું પ્રેમ પાત્ર.

જેઠાણી...............લાખાની વહુ.

દેરાણી...............નાનાની વહુ.

દાસીઓ, વારાંગનાઓ, વગેરે.

# નાટકનો સાર.



## અંક ૧ લો.

નાન્દી—સૂત્રધાર અને નટી નાટક સંબંધી વાતચીત કરેછે.

પ્રવેશ ૧ લો—કુંવર વસંતસેન તથા તેની સ્ત્રીનો પ્રેમ વિનોદ વસંતની નવી મા રાણી મદના વસંત ઉપર મોહિત થાય છે; તેને રાજાને નામે પોતાના મહેલમાં તેડાવે છે.

પ્રવેશ ૨ જો—મદના વસંતને કહે છે કે તારી સાથે મારૂં સગપણ થવાનું હતું તે તોડી મને તારા બાપને પરણાવી તે મારા બાપની ભૂલ થઈ છે માટે તું મારી સાથે પ્યાર કર; વસંત તરછોડી ચાલ્યો જાય છે.

પ્રવેશ ૩ જો—વસંત સંસાર તજી જંગલમાં જાય છે, પ્રભા પણ સાથે જાય છે.

પ્રવેશ ૪ થો—રાણીનો ખવાસ લાખો તથા તેનો નાનો ભાઇ પોતાના ડોસા બાપને દુઃખ દેછે તેમજ તેમની વહુઓ પણ પીડે છે.

પ્રવેશ ૫ મો—વસંતે જતી વખતે એક પત્ર રાજાને લખેલો, તે પરથી રાજાની રજા લઇ રાણી તેને પાછો બોલાવવા તેની પાછળ જાય છે.

પ્રવેશ ૬ ઠ્ઠો—વનમાં વસંત-પ્રભા આવે છે, યોગી પાસેથી ઉપદેશ લે છે; મદના આવી વસંતને પકડી જાયછે, અને પ્રભાને બાળી નાંખવા જાય છે. દરમ્યાન યોગી પ્રભાને બચાવી લે છે.



## અંક ૨ જો.

પ્રવેશ ૧ લો—પ્રભાની મરજીથી તેને તેના પતિ પાસે યોગી પોતાની યોગ શક્તિથી મોકલે છે.

પ્રવેશ ૨ જો—વસંતને લલચાવવા રાણી વેશ્યાઓને કહેછે, પણ તેઓ વસંતના ઉપદેશથી શાંત થઇ જાય છે, એથી રાણી ચીડાય છે; તેનુ મન સરદાર તરફ ઢળે છે, પ્રભા સાધુ વેષે આવે છે.

પ્રવેશ ૩ જો—પેટીમાં પથરા ભરી નાણું છે એવો ડાળ ડાસો તથા તેનો દોસ્ત મોતીચંદ કરે છે, તેથી લોભાઈ છોકરાઓ ચાકરી કરવા મંડે છે, પોતાના રૂપીઆ બદલ મોતીચંદ પેટી ઉપર દાવો કરેછે તેથી છોકરાઓ પોતાની પાસેના બધા પૈસા આપી પેટી છોડાવે છે; એ બધા રૂપીઆ લઈ ડાસો કાશી ચાલ્યો જાય છે, પછી પેટી ખોલતાં તેમાંથી પથરા નીકળેલા જોઈ છોકરા પસ્તાય છે.

પ્રવેશ ૪ થો—સરદાર રાણી પાસે છુપો આવે છે, નાનો કુંવર તે જોઇ જાય છે અને બાપને ચેતવવા જાય છે; સરદાર તેનું ખૂન કરે છે, અને તેને વસંતે માર્યો, એમ રાજાને કહે છે.

પ્રવેશ ૫ મો—પ્રભા વસંતને છોડાવે છે, અને જંગલમાં મોકલી દેવા માંડે છે; દરમ્યાન રાજા આવે છે અને વસંત નિર્દોષ છે, એમ સમજે છે. વસંત જાય છે. રાણી વસંતને ઝેર પાવા આવે છે, સરદાર તથા રાણીની વાત સાંભળવાથી રાણી-સરદારનાં બધાં પાપ રાજા છુપી રીતે જાણે છે.

પ્રવેશ ૬ ઠ્ઠો—રાજાની દવામાં રાણી ઝેર ભેળવે છે, રાજાને મરવાથી પ્રભા વારે છે; રાજા તેને સીસામાંનું અર્ધું ઝેર તથા પોતાને હાથે લખેલો રાણી-સરદારના પાપનો હેવાલ આપી મોકલી દે છે. પછી સરદાર તથા રાણીને તિરસ્કાર આપી તેમના ઉપર વેર લેવા તેમને બળાત્કારે પરણવાની ફરજ પાડે છે અને રાજ્ય સોંપી ઝેર પી મરી જાય છે.

—✻—

## અંક ૩ જો.

પ્રવેશ ૧ લો—સ્ત્રીના મોહમાં ન લપટાયાથી વસંતને અભિમાન આવે છે અને પોતાને સિદ્ધ થઈ ગયો માને છે; ગુરૂ તથા પ્રભા તેને ઠેકાણે લાવવા યુક્તિ રચે છે.

પ્રવેશ ૨ જો—પ્રભા બીજા વેષમાં વસંતને મોહ પમાડે છે.

પ્રવેશ ૩ જો—સરદાર-રાણી પરણીને આવે છે, સરદારને ગાદી મળે છે, પણ સત્તા રાણીના હાથમાં છે, રાણી પ્રેમ વશ થઈ તે સત્તા સરદારને લખી આપે છે, સરદાર એક દાસી ઉપર પ્રેમ બતાવે છે અને રાણીની દુર્દશા કરે છે.

પ્રવેશ ૪ થો—ગુરૂ વસંતને ગ્રહસ્થ ધર્મ પાળવા ઉપદેશ કરે છે અને પ્રભા તથા વસંતને યોગબળથી રાજમહેલમાં લઇ જાય છે.

પ્રવેશ ૫ મો—પસ્તાતી રાણીને રાજા તથા કુમારનાં પ્રેત દેખાય છે, સરદાર રાણીને દગાથી ઝેર પાય છે. અને ઝેર તથા લેખ લઈ લેવા જાય છે; રાણી તેને મારે છે. મરતી રાણીના પશ્ચાત્તાપથી દયા ખાઈ યોગીની સાન્નિધ્ય પ્રભા તેને પાતિવ્રત્યનું પુણ્ય આપે છે તેમજ વસંત પોતાનું પુણ્ય રાજા તથા કુમારને આપે છે; તેથી ત્રણેનો ઉદ્ધાર થાય છે, વસંતને રાજ્ય મુગટ પહેરાવાય છે. આનંદ !



# વસંત-પ્રભા

## અંક ૧ લો.

સૂત્રધાર— ૧

તવ ચરણુ તાત મંગલ સુખકર,
આરંભે નમી વિનવું ઉમાવર,
ભૂપ કલ્યાણકર કર નજર— તવ૦
દ્યો બુદ્ધિ વિભુ નિર્મળ એવી,
ધર્મ નીતિનાં સૂત્રથી ગુંથીત;
વિશ્વ વિલાસ ખચિત નાટક શુભ
થાય સર્વ જનને હિતકર— તવ૦

નટી— ૨

નીતિતણી તજી વાત નાથ,
શીદ અનીતિનું નામ દઈએ ?
દેવ મંદિર મૂકીને કેમ,
દુષ્ટના આવાસે જઈએ,— નીતિ૦
દૂધ તજીને દારૂ શું પીવો ?
રામ ભૂલી કાં કામ સેવો ?
કોયલને તજી કાગ પાળી શું હિત થાયે ?
પાપનો ન પડછાયો લઈએ— નીતિ૦

નટી— ૩

મૃગનયની યુવતી
રંગીલી હાં છબીલી હાં
શોભતી મધુરી શી શિયળવતી—મૃગ૦
સોળ સજી શણગાર સતી એ
પંથ પિયુનો જોતી
રસ ઝરતાં નયણાં હરખે
રતિ સરખી મન ગમતી, રસીલી—મૃગ૦

---

સખીઓ— ૪

કેવી ચાંદની આ રૂપાળી,
વ્હાલ વધારી, વ્હાલ વધારી;
આલી બેલી બની છે આ નાર— કેવી૦
મોહન મળવા ચાલી માનિની આ,
શ્વેત વસનથી સજી ભામિની આ;
શોભે રમણી આ કેવી રસાળી,
બાળી જો નિહાળી આ નાર— કેવી૦

---

રંભા— ૫

મને રંગભીનો લાલ બોલાવે,
એજી હા હું તો સાદ સુણી સુતી જાગી ઉઠી-મને૦
સ્વપ્ને પિંજર પોપટ પિયુને
પૂરી પઢાવતી ભાવે,
ઉડી ગયો કહીં ? ક્યાં જઈ છુપાયો ?
હવે કોણ બતાવે ?

---

૧૦૦૧૮



સખીઓ— ૬

જાઓ વ્હાલાને વેગે વધાવો,
માળ પહેરાવો, ફુલથી છાઓ,
અંગ અંગે ફુલોના વાઘાથી સજાવો—જાઓ૦

વસંત—કુસુમ સમી કાય ત્યાં પુષ્પ સોહાય,
શિયળ સુગંધી સંસારે જો ફેલાય;

પ્રભા—રતિપતિ છો સુગંધી, કુસુમોની કુંજે સોહાવો-જાઓ૦

—※—

પ્રભા— ૭

પિયુ રસ ઝુલે ઝુલો આવો,
જગ રંગતરંગે હાં ભર્યું જગ રંગતરંગે,
જીવનનો એ છે મીઠો લ્હાવ— પિયુ૦
હુ રસભીની વાદલડી ને,
તું રસભીનો નાથ;
યૌવનનાં મદઘેર્યા તરંગે,
હીંચીએ જોડી હાથ બેઉ સાથ— પિયુ૦

—※—

પ્રભા— ૮

માનો માનોને રસીલા,
આતો ન સારી વાત;
છેક આમ શું કરો છો,
બોલાવે જુઓ તાત— માનો૦

વસંત—રસીલી પ્રેમ પાન અમૃતે જીવાયે,

પ્રભા—હાજી પ્રેમવાટ જાણું છું પ્રિયા,
કટાક્ષે વિંધાઈ કેદી થઈ રહ્યા,
વીતી જાય રાત વાતે નાથ શું ઘેલા થયા....માનો૦

—※—

૯

વસંત—બોલ માત્ર છે આ બ્હેન? શું માતા એવું ઉચ્ચારો?
મદના—વળે ગમે તેમ જીભ ચામની એનો તે શું ઉધ્ધારો?
વસંત—બ્હેન કહી તે બને બાયડી માતા એ શું વિચારો,
કુવિચારો!
મદના—નામ ગમે તે લીયો, શેલડીનો રસ લાગે જીસે પ્યારો
પ્યારો—બોલ૦
વસંત—કંકુ તજી કાજલ કાં ભૂંસો? ભરો પાપનો ભારો?
હાં ભારો!
મદના—તું શું સમજે? અમે પંખીડાં પ્રેમ મોતીનો ચરતાં
ચારો, ચારો—બોલ૦



વસંત— ૧૦

જરી શરમ રાખ નહીં બન હેવાન,
છેક ન બન મૂઢ વ્યભિચારી,
અરે છોડી દે ન જગલાજ,
મારૂં માન માન— જરી૦
મદના—તને જોઈને ભૂલી છું સર્વ જ્ઞાન હું,
દેહનું એ છે મને ન ભાન
દેતું પ્રાણદાન.
વસંત—બોલ સાંભળી આ અંતર બળી જાય છે,
જીવવાની આશા રાખે કરી વિષયપાન પાન?—જરી૦



પ્રભા— ૧૧

ભાણુ પ્રેમે ભરેલું
પ્રભુને રૂપે વિશ્વ દીસે આ છાવરેલું— ભાણું૦

પ્રેમે બનાવે, પ્રેમે નિભાવે,
પ્રેમને રંગે રસેલું,
ચેતન જડ સૃષ્ટિમાં વસેલું,
જ્યોતિ પ્રભુનું છે વ્યાપી રહેલું— ભાળું૦

——✻——

વસંત–પ્રભા— ૧૨

સીતાપતિનું નામ પ્યારૂં
અમને લાગે સારૂંરે— સીતા૦
માયા તણાં સ્વપ્નાં ઉડી ગયાં હાંરે
કીધું જગત જુઠું ન્યારૂં— અમને૦
સાચા સ્નેહીને આજે ઓળખી લીધો
ઘટમાં થયું અજવાળું— અમને૦

——✻——

ડોસો— ૧૩

ઘડપણ આવ્યું ભાઈ અરેરે આવું— ઘડ૦
કાન ઉજ્જડ થયા આંખે ન સુઝે,
ચાલવું લાકડી લઈ— અરેરે૦
દીકરા વહુઓ મ્હાલે મજામાં,
આપણું કોઈએ નહીં— અરેરે૦
ઢબલેને પગલે હીંડતો ખોળું
હાય જુવાની કયાં ગઈ!— અરેરે૦

——✻——

પ્રભા—　　　　　　૧૪

ખીલી આ વનની શી બહાર　　　　　　સખે૦
વૃક્ષ વૃક્ષ પર વેલી જાય ઢળી,
અજબ પ્રેમ અનુસાર—　　　　　　સખે-ખીલી૦
નવીન પુષ્પની મીઠી સુવાસે,
તૃપ્ત પવન સુખકાર;
શાન્તિ શાન્તિ મન થાય જોઇ વન,
જાય હૃદય બલિહાર—　　　　　　સખે-ખીલી૦

—•—

પ્રભા—　　　　　　૧૫

બાળે નર્કની જ્વાળાની માંહ્ય,
પાપ તમારાં તોએ ન ધોવાય,
એવાં કર્મ કરો છો સદાય,—હાય.　　　　બાળે૦
જાણે મરણ નથી તમ શીષ !
આંધળા જાણે થયા જગદીશ !
આ ખુમારી ઉતરી જાશે,
લેખાં લેશે જ્યારે જગનો રાય-હાય.　　બાળે૦

—•—

અંક ૨ જો.

પ્રભા—　　　　　　૧૬

કાળની આ શી ગહન ગતિ,
ઘડી એકમાં પલટાવે દશા,
રાયની રંકસમી થાય સ્થિતિ—　　　　કાળની૦
રાજ વૈભવમાં મ્હાલતાં તે,
વન વન થયો વાસ;
તહીંથી અરે વિખુટાં કરે,
સતી કયાં ફરે પિયુને સ્મરે;
મુંઝાય છે મતિ, પાપી પજે પડયા પતિ—કાળની૦



વેશ્યાઓ—　　　　　　૧૭

મદભરી જુવાની યાર.
રસ લેજો લુંટી દિલદાર,
અહો દિલદાર.
નાજુક ખીલતી હું ચમેલી,
તું રસીલો ને છબીલો;
ભ્રમર મધુ પીનાર,
અહો પીનાર—હાં હાં—　　　　મદ૦



૧૮

**વસંત**—**શ્રી** રામચંદ્ર રઘુવીર

શ્રી સીતાપતિ, ભજી લેને મન અવસર આવો એળે
વહી જશેજી.

**વેશ્યા**—ખીલી વસંત છેલા ખીલી જુવાની ળ્ડાલા !
રસિયા રસ પી લેને સુખધામ.

**વસંત**—ખીલી વસંત તેવી ખીલી ફુલવાડી બાળા !
પ્રભુને શણગારી લે મન હુલાણુ—શ્રી સીતાપતિ૦

**વેશ્યા**—રમણી રૂપાળી હેતે હૈયે ધરી લે ળ્ડાલા !
પીલે અધરામૃત રસનું પાન;

**વસંત**—નાથના નાથને એ અંતર ધર પ્રીતે બાળા !
કરી લેને કાયાનું કલ્યાણ— શ્રી સીતાપતિ૦



ડોસો નેમોતીચંદ ૧૯

રૂપૈયાજી દુનીયાંના સરદાર
રાજા અને વિદ્વાન નમે વળી શેઠ અને શાહુકાર.
હ્યો સલામ સલામ હજારવાર,
તારી નજર બને જરી કૂર,
બાયડી કહે જા પીટયા દૂર;
દીકરા કહે તું બાપ નહિ,
આંખની એ ઓળખાણ રહે નહીં લગાર—હ્યો૦
ધોળાંપતીકાં આવે જ્યાં હાથ,
બાયડી કહે કે ઓ પ્રાણનાથ;

હીકરા દોડીને હાબે પાય,
સાચો સૌનો દોઢ પ્રભુ તું રૂપૈયા યાદ-- હ્યો૦

---

૨૦

જેઠાણી--નાકની નથની ને કાનની વાળી,
હીરાના એરીંગ લઈશ દેરાણી.
દેરાણી—ઝાંઝર ઝમકે ને નેપુર ઠમકે,
અંગડી પહેરવા જઈશ જેઠાણી.
જેઠાણી—નવસર હાર ને ઝુલતી દામણી,
અંબોડે ફુલ હું લઈશ દેરાણી.
દેરાણી--નાતમાં મ્હાલું ને ગામમાં ચાલું,
લટકતી લ્હાણુ હું લઈશ જેઠાણી.

---

છોકરો-- ૨૧

બાપા તારે માટે આ રાખ્યું છે આ ઠામ,
થાશે જ્યારે ડોસો ત્યારે આવશે એ કામ--બાપા૦
દેતો તારા બાપને આ ઠીબ ભરી છાશ,
પાઈશ તને ખાટી ત્યારે હૈયે થાશે હાશ.
તું દેતો ડોસાને રાઢો બાજરાનો બાટો,
હું તને આપીશ લુખો બંટીનોજ આટો;
રાખતો તુ ઘરમાં ને હું રાખીશ છેટો,
તારાથી સવાયો થાઉં તોજ તારો બેટો;
હાં-હાં-હાં-હાં-હાંકઉં હું ન ખોટો કામ-બાપા૦

---

૨૨

મદના—જાની મીલાવો રસીલા વિના હું દીવાની.
સરદાર—દિલ મારૂં થઈ જાય પાણી પાણી;
મદના વાહ ! સાચી મહોબતની નિશાની— જાની૦

સરદાર—પ્યારી તું મારી રસિકા રંગીલી,
હું મહોબતનો ચેલો ઘેલો–કામસેન.
મદના—જોઈ છબીલી છબી ઠારૂં નેન.
સરદાર—ઓ તીરછી નજરથી ન મારો હવે;
મદના—તારે રૂપે વારૂં હું જાન ઓ જાની તેં તો કરી છે
દીવાની— જાની૦



મદના— ૨૩

કરો નજર મીઠી મુજપરે દયા દિલભરે, કુંવરજી વિનવું.
મુજ ગુન્હા મને સાંભરે જીવ થરથરે, કુંવરજી વિનવું.
સાગર સરખાં શીળ તમારાં, તુચ્છ હું માછલી,
દીધું દુઃખ મેં અમાપ મારાં પ્રકટયાંતાં પાપ;
કરો માફ જોડું હાથ વીરા આપ છો ઉદાર—કરો૦



પ્રભા— ૨૪

હો હઠીલા રાણાજી,
ન કરો આ વિચાર,
એટલી અરજ માનો માનો— હો૦

ધીરા નર નહિ દુઃખથી હબાયે,
જીવન વિફળ ગુમાવે;
વિચારો રાણાજી.
શો એમાં લાધે સાર? એટલા૦



અંક ૩ જો.



વસંત— ૨૫

હે મન આનંદ કર,
આજ ખુલી ગઈ નજર;
યોગની સંપૂર્ણ
ચાવી ચડી નિજ કર હે મન૦
પછી પ્રભુના સરખી
અદ્ભૂત શક્તિ વળી,
માયાને વશ કરી,
નિર્ભય જગમાં વિચાર— હે મન૦



પ્રભા— ૩૬

કાંઈ લાવો પાપીપરે મ્હેર પિતાજી,
ડુબતી આ દીન રમણી ઉગારો;
ભૂલતીનું ભાન લાવી ગુરૂજી સુધારો બાજી—કાંઈ૦

લુબ્ધ થયેલી ઇંદ્રીય નાદે.
કેવળ નર્ક નિવાસી બિચારી;
કરૂણા કરીને એને બચાવો,
સદા દયામય રહે પ્રભુ રાજી— કાંઇ૦

—⁂—

પ્રભા— ૨૭

કેડલો મૂકોને મારો કંથ કોડીલારે,
રાખો જરી મર્યાદારે, હો રંગીલારે જોગી,
પાલવ છોડો મારો સાહ્યબાજી શાણારે,
લોકો દેખે ને મરૂં લાજીરે, હોજીરે રસીલારે જોગી.
સાનમાં સમજો કંઇ ઝાઝુ શું કહીએરે;
દિલની ચોરી શું જગ જાણેરે ? હોજી છબીલારે જોગી.
પ્રેમ મીઠો કરીને પીજીએ હો જીરે,
આવે ન ટાણું કટાણું રે, હોજી રસીલારે જોગી.

—⁂—

સરદાર— ૨૮

મહોબત અજબ છે પાની, દિલ બાગ બાગ બહેલાવે,
દુનીયાં બને મસ્તાની, અજબ દીવાની કોઇ પ્રેમજામ
પીવરાવે—મહોબત૦
પ્રેમદીવાનાં માનવી, તેમાં છે શી નવાઇ ?
ઇશ્વર પણ તરસ્યો ફરે, કોઇ મહોબત શરાબ પાઇ;
મહોબત સરીખી ચીજ કોઇ બતલાવે— દીલ૦

ઈશ્ક અમારો દેવના, પ્રેમી અમારાં પ્રાણ,
નજર ફરે દિલદારની, જાન જીગર કુરબાન;
ચોળી મહોબત ખાક અલખ જગાવે--દિલ૦

---

૨૯

સરદાર--અય પ્યારી બુલબુલ મળી ગુલશનમાં,
દાસી—મારો પ્રીતમ ખેલે છે ચમનમાં— અય૦
સરદાર--કામિની કુંદન વરણી;
દાસી--લાલ વરને જાશું પરણી,
સરદાર--હાય કેવી સાકર ભરી છે વચનમાં-- અય૦

---

પ્રભા— ૩૦

રમી રહી છે મનમાં,
નમણી રમણી. રમી૦
પરવશ કીધા પ્રાણ છબીલી,
એ રસીલીને નવેલી;
ભૂલી ન ભૂલાએ મનોહારી છબી વદન તણી.—નમણી૦

---

૩૧

પ્રભા—જાણ્યો જાણ્યો તમારો પ્રેમ
જાઓ શું છળી ?
બસંત—તારા રૂપમાં ભૂલી
ગયું દિલડું ગળી—

પ્રભા—જાઓ પિયુ મનભાવતી,
પરણો બીજી નાર;
જુઠ્ઠાની સાથે જરી,
અમને નહિ વહેવાર.
વસંત—પરણું હું પ્રેમદા.
પ્રભા—રાજી થઇએ સદા
વસંત—(જો પરણીશ હો)
પ્રભા—(ભલે)
વસંત—(એમ ? )
પ્રભા—(હા;)
વસંત—(ઠીક ત્યારે સમુહૂર્તમ્ શુભ લગ્નમ્ શુભમ્ભવતુ)
પ્રભા—(આશું ?)
વસંત—લગ્ન ગાંઠથી ફરી, પરણ્યો બીજી પરી,
વસંત—પ્રેમદા મળી મને પ્રેમદા મળી.

—◦—

સરદાર— ૩૨

અજબ શરાબે ઈશ્ક, જાને જાન પીયો પીયો,
ફરીશ્તાનો પ્યારો શરાબ,
પ્રેમીનોએ ન્યારો શરાબ, ઈશ્ક૦
શરાબ શરાબ શરાબે,
પિયુએ પ્રીતિ બીજ વાવીયું, પાયું પ્રિયા જળધાર;
મ્હોબતની દ્રાક્ષ મીઠ્ઠી મીઠ્ઠી, થઈ લુમ લાખ હજાર.
પ્યારી પિયુ મળી ખેંચી પીધો અર્ક એ મૂલહાર,
દરદાર નહિ બસ છો હવે પડતી ગળે તલવાર.

અજબ ગુલામ ગજબ સ્વાદ,
મ્હોબત શરાબે— ઇન્કે૦

સર્વે— ૩૩

આનંદ ફેલાવજો સકળ ઘરઘર— આનંદ૦
મન ધરજો શ્યામનામ સુખ ધામતણું શરણુ,
જન કરે કલ્યાણનાં કામ નિત્ય થાઓ;
નીતિ ધર્મ ધામ સુઠામ, આ ભૂમિ થાજો કીર્તિવંતી—
આનંદ૦

અમૃત વરસાવો પુર ઝરમર પાણી ધન તન,
રસ કસ પૂરણુ જમીન ભરાઓ ફળ ભરથી;
પ્રજા જ્ઞાનવાન્ યશમાન પામો જગતમાં,
ભૂપ દયાથી પાળો પ્રજાને,
શાન્તિ સર્વત્ર છાઓ— આનંદ૦



# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો મુંબઇ ગુજરાતી મંડળીનો જ્યાં મુકામ હોય ત્યાંથી રોકડી કીમતે મળશે, વી. પી. થી મોકલવાં આવશે નહિ.

૧ સૌભાગ્ય-સુંદરી.
૨ વિક્રમ ચરિત્ર.
૩ કામલતા
૪ મંજુ-બંસરી.
૫ સુધા-ચંદ્ર.
૬ સ્નેહ-સરિતા.
૭ મેઘ-માલિની.
૮ આનંદ-લહરી
૯ પ્રતાપ-લક્ષ્મી
૧૦ કુલીન કાન્તા.
૧૧ હરિશ્ચંદ્ર.
૧૨ કનક-તારા.
૧૩ કુન્દબાળા.
૧૪ ચંદા. ૧૫ રાજબીજ.
૧૬ મેવાડનો પ્રતાપીચંદ.
૧૭ દુઃખી ભાઈ બ્હેન.
૧૮ પ્રેમ કળા.
૧૯ માનસિંહ-અભયસિંહ.
૨૦ મુલરાજ સોલંકી.
૨૧ સુંદર વેણી.
૨૨ રસિક મણિ.
૨૩ બારીસ્ટર.
૨૪ રામ ચરિત્ર.
૨૫ જયરાજ.
૨૬ પુષ્પસેન-પુષ્પાવતી.
૨૭ નૃસિંહાવતાર.
૨૮ તિલક કુમાર.
૨૯ કરણ ઘેલો.
૩૦ વીર મંડળ.
૩૧ મોહિની.
૩૨ જહાંગીરશા ગોહર
૩૩ અજબ કુમારી.
૩૪ નળ-દમયંતી.
૩૫ લલિતા દુઃખદર્શક.
૩૬ લક્ષાધિપતિનો રમણ.
૩૭ સંગતનો રંગ.
૩૮ દાગે હસરત
૩૯ નેક અન્જામ.
૪૦ જુગલ જુગારી
૪૧ નંદ બત્રીસી.
૪૨ નવલશા હીરજી
૪૩ ચંદ્રભાગા.
૪૪ વસંત-પ્રભા.
૪૫ સંગતનાં ફળ
૪૬ વિશ્વ લીલા.
૪૭ તીલસ્મે હૈરત.
૪૮ કૃષ્ણ ચરિત્ર.
૪૯ દેવકન્યા.
૫૦ નવલ-કુસુમ.
૫૧ ખાનદાને ગુલ.
૫૨ રામ-રતન
૫૩ શકુન્તલા.
૫૪ ભદ્રાભામિની.
૫૫ વિમળા.
૫૬ હાંસીલી હીરા.
૫૭ શ્રી દેવી.
૫૮ કનક કિશોરી
૫૯ ગુમાન-તારા.
૬૦ નાગમતિ.
૬૧ જહરી અંગુરતરી.

**બાપુલાલ બી. નાયક.**

મુંબઇ ગુજરાતી નાટક મંડળીના માલિક.